॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી વિજય-વૃન્દા

## નાટકનાં ગાયનો.

કર્ત્તા—વ્યાસ જેશંકર માધવજી.

છપાવનાર

શ્રી શંકર વિજય કલબ, કરાચી.

આવૃત્તિ ૧લી.

પ્રતિ ૧૦૦૦, સવત ૧૯૬૯.



કરાચી: બંદર રોડ પર આવેલા મનોહર પ્રેસમાં એન. જે. દવેએ છાપ્યાં.

મૂલ્ય બે આના.

# અર્પણ પત્રિકા.

---

સ્વર્ગવાસી

વડીલ બંધુ મોહનલાલ માધવજી.

આપના મારા પ્રત્યેના અત્યંત વાત્સલ્ય પ્રેમથી માતા પિતાના
મરણના દુઃખનું બાલ્યાવસ્થાની અંદર પણ યત્કિંચિત
સ્મરણ ન થવા દેવા જેવો આપનો પ્રેમાળ પ્રયત્ન,
વિદ્યાભ્યાસ સમયે મળેલ આપની અપૂર્વ મદદ તથા
આપની મળેલી કાવ્ય રચનાની કુંચીઓ (કે જેને
આધારે આવું લઘુ કાર્ય કરવાને ભાગ્યશાળી
થયો છું), વગેરે અનેક ઉપકારોના બદલામાં
આ ન્હાનકડું પુસ્તક આપને અર્પી
હું કૃતાર્થ થાઉં છું.

લિ. આપનો આત્મીય

જેશંકર.

શ્રાવણ વદ ૧૪, સંવત ૧૯૬૯.

# પાત્રોનાં નામ.

સુત્રધાર—નાટય પ્રયોગનો તંત્રી.

નટી—સુત્રધારની સ્ત્રી.

સુંદરસેન—વીર નગરનો રાજા.

દુર્મતી—સુંદરસેનની રાણી.

વિજય—સુંદરસેનનો લઘુ બન્ધુ.

વૃન્દા—વિજયની સ્ત્રી પુષ્પસેનની પુત્રી.

પુષ્પસેન—પુષ્પાવતીનો રાજા.

કેશવ—પુષ્પસેનનો પુત્ર.

માલિની—કેશવની સ્ત્રી સુંદરસેનની પુત્રી.

ભોળાનાથ—વીરનગરનો એક સુધરેલો ગ્રહસ્થ.

મિસ મેના—મુંબઇની એક છકેલ લેડી! ભોળાનાથની સ્ત્રી.

મોજીલાલ—ભોળાનાથનો નોકર.

ભેરવાનંદ—ભોળાનાથ, સન્યાસ લીધા બાદ.

કપટ—સુંદરસેનનો સાળો.

શેરખાં-કપટનો હજુરીયો.

તારાચંદ-વીરનગરનો એક ગ્રહસ્થ.

ચોપદાર, સિપાઈયો, દાસીયો, નગ્રજનો, નગ્રશેઠ, કાળસેન, નાયકા, દરબારીયો, વગેરે.

# વિજય વૃન્દા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**–બાગમાં સુતેલા વિજયનું સુરૂપ જોઈ, દુર્મતીએ તેના પર મોહિત થઇ, પોતાની કામી વાંચ્છના વિજયને જાહેર કરવી વિજયે તેનો તિરસ્કાર કરી ચાલ્યા જવું. કપટના કહેવાથી દુર્મતીએ સુંદરસેનને તેડાવી વિજય પર ખોટો આરોપ મુકી, તેને દોષિત ઠરાવવો. આથી સુંદરસેને વિજયને દેશ નિકાલ કરવો.

**પ્રવેશ ૨ જો**–મોજીલાલની હાસ્યથી ભરપુર કાર્ય કરવાની રૂઢી. ભોળાનાથને ન્યુસ પેપરમાંથી મિસ મેનાના સંબંધ વિષે આર્ટીકલ વાંચતાં મોજીલાલની સલાહ લઈ તેણે તથા નોકરે મુંબઈ જવા તૈયાર થવું.

**પ્રવેશ ૩ જો**–વિજયને મળેલા દેશવટાથી કપટનો આનંદ. વિજયને આવતો જોઇ કપટે છુપાઇને વિજયની હીલચાલ જોવી. વિજયનો વિલાપ. દુર્મતીએ આપેલો પત્ર લઇ એક દાસીએ આવી વિજયને તે આપવો. વિજયે દુર્મતીને ધિક્કારવી. કપટે પ્રગટ થઇ વિજયને તાનો મારવો. વિજયે

તેને ધિક્કારવો. આથી કપટે ગુસ્સે થઈ તેના પર હલ્લો કરવો. વિજયે તેને હરાવવો. કપટના કરગરવાથી વિજયે તેને માફી બક્ષી ચાલ્યા જવું. કપટે પોતાના બચાવ માટે ફુલાવું.

પ્રવેશ ૪ થો-વિજયને મળેલા દેશવટા માટે મોજીલાલ પશ્ચાતાપ કરે છે ત્યાં શેરખાંને આવતો જોઈ મોજીલાલે છુપાઈ જવું. શેરખાંનો સ્થિતિ માટે શોક. મોજીલાલે પ્રગટ થઈ તેને સ્ત્રી મેળવી આપવા વચન આપવું.

પ્રવેશ ૫ મો-વિજયને પત્ર પહોચાડનાર દાસીએ આવી દુર્મતીને વિજયે પત્ર તેમજ દુર્મતીનો કરેલો તિરસ્કાર જણાવવો. આથી દુર્મતીને તે વાત પ્રસિદ્ધ થતાં રાજાને તે બાબતની જાણ થાય. તેવી શંકા થતાં, રાજાને વશ કરવા મનસુબો કરવો. કપટને ઉક્ત બાબતમા તેણીને મદદ કરવા માટેનો પત્ર લખી મોકલાવવો.

પ્રવેશ ૬ ઠો-પુષ્પાવતીના રાજાની પુત્રી વૃન્દા યમુનેશ્વર મહાદેવનું પુજન કરે છે ત્યાં શિકારે નીકળેલ કપટનું આવી ચડવું. વૃન્દાને જોઈ મોહિત થઈ કપટે તેનું હરણ કરવું.

પ્રવેશ ૭ મો-મોજીલાલ તથા ભોળનાથે મુંબઈમાં "સુધરેલ સંસાર" પત્રના એડીટર મારફત મિસ મેનાને મળવું.

મિસ મેનાની કેટલીક શરતો કબુલ રાખ્યા બાદ, ભોળાનાથે તેણીના સંબંધમાં જોડાવા ભાગ્યશાળી થવું (!)

પ્રવેશ ૮ મો–હરણ કરેલ વૃન્દા પર કપટ બળાત્કાર કરવા જાય છે ત્યાં વિજયે આવી વૃન્દાને મુકત કરી પોતે કેદ પકડાવું.

પ્રવેશ ૯ મો–કપટની છાવણીમાં સિપાઇયોનો હાસ્ય વિનોદ. દુર્મતીએ મોકલેલ પત્રનો ઉત્તર વાળવો. વિજયને તાબે થવા માટે કપટે કરેલ હુકમનો વિજયે તિરકાર કરવો. આથી કપટે તેને ઠાર મારવા તૈયાર થવું. ત્યાં વૃન્દાના કહેવાથી તેની મદદને માટે આવેલા કેશવે આવી વિજયને બચાવવો. કપટ તથા તેના લશકરે નાશી જવું.

**અંક પહેલો સમાપ્ત.**



## અંક બીજો.

પ્રવેશ ૧ લો–વિજયને માટે ચિન્તા કરતી વૃન્દા. વિજય તથા કેશવે આવી મળવું. વૃન્દાએ વિજયનું સુરૂપ જોઇ મોહમાં પડવું.

પ્રવેશ ૨ જો–દુર્મતી કપટે જણાવેલી યુક્તિ પ્રમાણે રાજાને વશ કરવાના વિચારો ચલાવે છે ત્યાં રાજાએ આવવું. અતિ પરિશ્રમને લીધે રાજાએ નિદ્રાવશ થવું. દુર્મતી ના તેડાવવાથી કપટે આવી રાજાને નિદ્રાવસ્થામાં બાંધી કેદ કરી ગામમાં પોતાની આણ ફેરવવા હુકમ કરવો.

પ્રવેશ ૩ જો–ન્યુ ફેશન પ્રમાણે ભોળાનાથ મિસ મેનાને ડ્રેસીંગ કરાવે છે ત્યાં તારાચંદ લેણદારનું આવવું. તેનું અપમાન કરી ઘરમાંથી તેને બહાર કાઢવો. આથી તારા-ચંદનું ગુસ્સે થવું.

પ્રવેશ ૪ થો–વિજય વૃન્દાના સુરૂપથી મોહિત થઇ તેને મળવાના વિચારો કરે છે ત્યાં વૃન્દાએ તેને મળવા આવવું. અરસ પરસ પ્રેમ પ્રદર્શિત કરવો. કેશવે તે છુપાઇને જોતાં તે બંનેને સંબંધથી જોડવા યુક્તિ રચવી.

પ્રવેશ ૫ મો–ફરવા નીકળેલ મિસ મેનાએ મોજી-લાલની પાસે ભોળાનાથથી તદન કંટાળી બીજો પતિ મેળવવા

વિચાર કરવો. મોજીલાલે પોતાના શેઠના શ્રેયાર્થે એને શેરખાંને આપેલ વચન પાલનાર્થે મિસ મેનાએ તે વાત કબુલ રાખતાં મોજીલાલે શેરખાંને તેડવા જવું. ભોળાનાથે આવી મેનાને મળવું. મેનાએ તેને દુર ઉભા રહેવા કહેવું. શેરખાંએ આવી મિસ મેનાને મળવું. તેની સાથે સંબંધ સાંધી ભોળાનાથનું અપમાન કરી મિસ મેનાએ શેરખાં સાથે જવું. તારાચંદે આવી ભોળાનાથે પોતે કરેલ ફરીયાદનો સમન અપાવવો. આથી કંટાળી ભોળાનાથે સન્યાસ લેવા ચાલ્યા જવું.

પ્રવેશ ૬ઠો—પુષ્પસેન રાજાએ ભેરવાનંદ (સંન્યાસી થયા બાદ ભોળાનાથ)ને પોતાની દરબારમાં લાવવા પ્રધાનને મોકલવો. કેશવની સાથે વિજયને જોઈ પુષ્પસેને તેને નવિન માણુસની ઓળખાણ માટે કેશવને પુછવું. કેશવે સર્વ વૃતાન્ત જાહેર કરી વૃન્દનો વિજય સાથે હસ્તમેળાપ થવો. સુંદરસેનના ખબર ભેરવાનંદ સ્વામી તરફથી વિજયસિંહને મળતાં પોતાના બન્ધુની મદદે જવું.

પ્રવેશ ૭ મો-વૃન્દા વિજયની રાહ જોતી ઉભી છે ત્યાં કેશવે વિજયની વિદાયગીરી બાબત જણાવવું. આથી વૃન્દાએ કેશવને ધિક્કારી ભેણ લઈ પોતાના પ્રીતમની શોધે જવું. કેશવે વિજયની શોધ માટે પ્રતિજ્ઞા લઇ ત્યાંથી ચાલ્યા જવું.

પ્રવેશ ૮ મો—કપટથી કંટાળી નગ્રજનોને વિજયે આવી મળવું. વિજયની સાથે તેઓનું પાછા ફરવું.

પ્રવેશ ૯ મો—સુંદરસેન જેલમાં પશ્ચાતાપ કરે છે ત્યાં વિજયની મદદે નીકળેલ કેશવનું આવવું. સુંદરસેનની ઓળખાણ થતાં તેને મીઠાઇના ટોપલામાં બેસાડી જેલમાંથી બહાર લઈ જવો.

અંક બીજો સમાપ્ત.



## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—મિસ મેનાએ શેરખાં પાસે સ્વતંત્ર ફરવાનો હક માગવો. આથી શેરખાંએ તેને શિક્ષા કરવી. મિસ મેનાની બુમો સાંભળી કપટે ત્યાં આવવું. મિસ મેનાએ શેરખાંના સંબંધથી જુદી થઇ કપટ સાથે સંબંધ સાંધવો. શેરખાંએ કપટ તથા મિસ મેના પર ગુસ્સે થઇ તેને પાયમાલ કરવા વિચાર કરવો.

**પ્રવેશ ૨ જો**—મિસ મેનાના પ્યારમાં પડેલા કપટને દુર્મતીએ મિસ મેનાનો ત્યાગ કરવા હુકુમ કરવો. આથી કપટે ગુસ્સે થઇ દુર્મતીને પોતાના મહેલમાંથી કાઢી મુકવી. દુર્મતીનો કરેલી ભુલ માટે પસ્તાવો. મિસ મેનાએ તેણીની કરેલ પાયમાલી માટે મિસ મેનાને પીસ્તોલથી ઠાર કરી પોતે આપઘાત કરવો. મીસ મેનાનો પશ્ચાતાપ

**પ્રવેશ ૩ જો**—વૃન્દાને પોતાનો પતિ ન મળતાં આત્મહત્યા કરે છે ત્યાં મોજીલાલને ઘેર જતાં સ્વામી ભેરવાનંદે આવી તેને તેમ ન કરવા સમજાવવું. વૃન્દાને પોતાના સ્વામીનો પતો મળતાં ગુફા તરફ ગમન કરવું.

**પ્રવેશ ૪ થો**—જેલમાંથી નાસેલ રાજાની ખબર પડતાં કપટે તેની પાછળ જવું. કપટને જોઈ કેશવે રાજાને ગુફા

તરફ જવાનું જણાવી પોતે કપટ સાથે વાત કરવા રોકાવું કપટે કેશવને ઓળખતાં તેને કેદ કરવો.

પ્રવેશ ૫ મો—વિજયે સુંદરસેન માટે શોક કરવો. વૃન્દાએ આવી ત્યાં તેને મળવું. અરસ પરસ પ્રેમ પ્રદર્શીત કરી હર્ષીત થવું. સુંદરસેને વિજયને મળી કેશવના ગુણનું વર્ણન કરી તેનો ઉપકાર માનવો. કેશવે કરેલ કૃત્ય સાંભળી વૃન્દાએ કેશવ પર ચડાવેલ આળ માટે પસ્તાવું. મોજીલાલ ને કેશવના ખબર મળતાં વિજયને આવી કેશવ કેદ પકડાયાના ખબર આપવા. આ સાંભળી વૃન્દાએ મુર્છીત થવું. ભેરવાનંદે તેને શાન્ત કરી ગુફામાં લઇ જવી. મોજીલાલે શેરખાંને સુંદર-સેનની મદદ માટે લશ્કર તૈયાર કરી રાખવાનું સમ-જાવવા માટે જવુ સુંદરસેન તથા વિજયે કેશવની મદદે જવું.

પ્રવેશ ૬ ઠો—સભામાં કેશવે કપટનું અપમાન કરવું. આથી કપટે તેમે ફાસી આપવા હુકમ કરવો. ભોળાનાથ પર ફરીયાદ કરનાર તારાચંદને ન્યાયનો અન્યય કરી કપટે દંડ કરવો, તારાચંદે પસ્તાવું.

પ્રવેશ ૭ મો—મોજીલાલના કહેવાથી શેરખાં લશ્કર સહિત રાજાની મદદે જતાં રસ્તામાં સુંદરસેને તેને મળવું. એક સિપાઇએ ત્યાં આવી ખબર આપવા કે મોજીલાલને

કપટે આપણો (રાજાનો) મદદગાર જાણી ઠાર કર્યો અને કેશવને પણ આજે ફાંસીનો હુકમ થયો છે. આ સાંભળી તેની મદદે જવું.

પ્રવેશ ૮ મો–કાળસેને કેશવને મુક્ત કરવો. કપટે તેને મુક્ત જોઇ પસ્તાવું. ફરીથી કેદ કરવા પ્રપંચ રચવો. સુંદરસેને આવી કપટને કેદ કરવો.

પ્રવેશ ૯ મો–ઘાયલ થએલ મોજીલાલ વિલાપ કરે છે ત્યાં વૃન્દા તથા ભેરવાનંદનું અનાયાસે આવવું. મોજીલાલનો ઘા રૂઝાવવો. રાજાના વિજયનો ઢંઢેરો સાંભળી સર્વેએ કચેરી તરફ જવું.

પ્રવેશ ૧૦ મો–પુનઃ રાજ્ય પ્રાપ્ત થતાં સુંદરસેનનો આનંદ, ભેરવાનંદ, વૃન્દા તથા મોજીલાલનું આવવું. રાજાએ આથી હર્ષીત થવું. શેરખાંને સેનાપતિનો હોદ્દો મળવો. મોજીલાલને પ્રધાનપદ આપવું. કપટે પોતાના કૃત્ય માટે પસ્તાઇ સાધુ બનવું. કેશવની સાથે માલિનીનો હુસ્ત મેળાપ કરી વિજયને રાજ્ય સોંપી સુંદરસેને ભેરવાનંદના શિષ્ય થવું. સર્વેએ મળી ઇશ્વર સ્તુતિ કરી હર્ષ પ્રદર્શીત કરવો.

ॐ शांतिः शांतिः शांतिः



# વિજય વૃન્દા નાટકનાં ગાયનો.



## અંક પહેલો.

### સ્તુતિ.

સુત્રધાર— ૧

શંકર સુખકર સ્વામી,
સહાય કરો શુભ પાણી;—શંકર૦
નિજ સેવકની વાણી, પ્રેમ સહિત ઉર આણી,
સહાય કરો સુત જાણી—શંકર૦
પ્રભુ એક ભરોંસો તમારો, સંકટ સૌ સ્નેહે નિવારો,
પાપ અમારાં અમાપ, વિભુવર પાપ અમારાં અમાપ,
તોપણ તુજ કૃપાથી ટળશે, સર્વ અમારા તાપ-શંકર૦

નટી— ૨

વિશ્વના વિહારી, ગોવિંદ ગિરધારી,
દાસને સહાય કરો સ્વામી;

સહાય કરો સ્વામી (૨)- વિશ્વના૦

ધ્રુ પ્રહ્લાદ મીરાંને તાર્યા, ગણી પોતાનાં દાસ,
ગોકુળના ગોવાળ બનાને, પીધી આહિરની છાસ—સહાય૦

કબીર, કમાલ, સુધન્વા કેરી, સ્નેહે લીધી સંભાળ,
કૌરવ કુળનો નાશ કરીને, ભકત કીધા ભુપાળ -વિશ્વના૦

દુર્મતી— ૩

ભુલી ગૈ છું ભાનરે, જોઈ મનહર મુરતી—ભુલી૦
પ્રેમ તણી છે પ્યાસી દાસી, રાખો કરી દીલજાનરે -જોઇ૦
ચુંબનની જરી ચટક ચખાડો, રહું બનીને ગુલ મરે- જોઇ૦

વિજય— ૪

આ શું વદો છો પ્રિય બન્ધુ મારા—આ શું૦
સ્વપને ન ઇચ્છું પરધન દારા—આ શું૦
સાગર માઝા કદી તજી ધાયે,
પણ આ દેહે તે કેમ થાયે—આ શું૦
મરવું ગણું છું જીવનથી સારૂં,
સુણી તમ વચનો બળે દિલ મારૂં—આ શું૦

દુ. સુ. કે.— ૫

ચતુરાઇ તારી જાણી સેતાન (૨)
ચતુરાઈ તારી જાણી;

વિજય—પ્રપંચી તમ શાણી,
નારી કેરા ફંદામાં ફસાણા છો સુજાણ--ચતુરાઈ૦
દુર્મતી-વિચારીને વદશો વાત;
વિજય-ધિક્ક છે નારીની જાત,
પ્રપંચીના પાશ માંહી સપડાયો ભોળો ભ્રાત;
કુપટ-તજ બકવાદ;
વિજય-ખાશે લાત;
સુંદર-શો ઉત્પાત, હાં, -ચતુરાઈ૦

મોજીલાલ— ૬
શોખીનો નિશદિન ફરતા પૂરે,
અન્યનું વચન કાન નવ ધરે-શોખીનો૦
પ્રભાતે ઉઠી ટી કોફી પીધા પછી ચીરૂટ મુખમા ઘાલે,
દરપણમાં મુખ જોઈ પોતાનું, શીરના બાલ સંભાળે-શો૦
શર્ટ પેન્ટને વેસ્ટ પે'રીને સ્ટોકીંગ બુટ તે ઘાલે,
કોલર નેકટાઈ ચસ્મા ચડાવી, પુર મીજાજથી ચાલે-શો૦

ભોળાનાથ— ૭
શીર ધરી ટોપી, લૈ સોટી, ફરીશું મુંબઈની બજારમાં;
પ્યારીના પ્યારમાં, વ્હાલીના વ્હાલમાં,
સુખી થૈશું આ સંસારમાં-શીર૦

અદ્રશ્ય બની પછે પુછાઇશું જન સમાજમાં,
રહિશું પ્રિય પ્યારીના પ્યારમાં–શીર૦

વિજય— ૮

વંદન છે મુજ જન્મ ભુમીને વ્હાલા બન્ધુને પ્રણામ,
વ્હાલા બન્ધુ ને પ્રણામ (૩) વંદન૦
જુલમી પ્રપંચી, પાપી જનોથી દુઃખી દીસે સંસાર,
મલકાયે નિજ મનમાં દુષ્ટો, આખર થાયે ખુવાર,
ઇશ ગતિ તારી છે અતિ ન્યારી,
કપટ કૃતિ આજે તારી નિહાળી–વ્હાલા૦

શેરખાં— ૯

દેખી દુનીયા દીવાની, અચ્છી તરાહ પહેચાની,
ઘર ઘરકુ જોરૂ જાની, મુઝકો નહિ દીલજાની–દેખી૦
બહાદુરીમેં પહેલે નંબર, સીપાઈ કે સરદાર,
ઘોડે ચડકે લડના ફિરના, કરમેં બી હુશીયાર–દેખી૦

શેરખાં— ૧૦

મુજે માશુક, મીલે તો દીલમેં આરામ,
હરદમ બનુંગા મે ઉસકા ગુલામ;
ખાના પીના ખુબ મોજ ઉડાના,
મોટર ગાડીમેં ફીરનેકા કામ–હરદમ૦

આશુકકી તબીયત રંજ હોવે તો,
ખાના પીના સબ મુઝકું હરામ-હરદમ૦

દુર્મતી— ૧૧

મુજ પત્ર વાંચીને વિજય મન લલચાશે,
પ્રીતે પ્રીતમને પ્રભુ પ્રતાપે પમાશે;
મદન મનાવું, રસીયો રમાડું, અરપું હું સ્વામીને
તન મન ધન;
પ્રીતે રીઝાવું, વચને વધાવું, સ્નેહથી સોંપું--તન૦
રસીક મનોહર, રસીયા સાથે, રહીશું અરપી--તન૦
ઉત્તર મળતા, શંકા ટળતાં, શુભ સ્નેહ જરૂર જણાશે· પ્રીતે૦

દુર્મતી— ૧૨

અરપેલા પ્રેમ પરે ફર્યું પાણી,
નિજ હાથે બાજી બની ધુળધાણી,
રૂપ કાન્તિ પર મોહ હું પામી, આખર હું જ ઠગાણી-અ૦
પત્ર લખ્યો મેં પ્રેમ ધરીને, તેથી તો હું જ ફસાણી—અ૦

વૃન્દા— ૧૩

શું ધારે મન તન તારૂં, જીવ જતાં થાશે ન્યારૂં;
માની બેઠું છે શું મારૂં, રૂધીર પરૂ પાચ વાળું,
બા'રથી જોવાનું સારૂં, જ્ઞાન વિનાનું અંધારૂં--શું૦

મોહમાં ફસાવનારૂં, આખરે થવાનું ન્યારૂં,
તરવા આ ભવ સિંધુ ખારૂં, શિવ રટણુ તારૂં બાળું-શું૦

વૃન્દા, સખીયો— ૧૪

દીનાનાથ દયાલ સદાશિવ સ્નેહ થકી સ્મરીયે;
સ્નેહ થકી સ્મરીયે, અહરનિશ તુજ રટણુ કરીયે,
ગંગધર, ગુણુ તારા કથીયે, સદાશિવ, ચરણુ ચિત્ત ધરીયે,
નિશદિન રટતાં નામ, સદાશિવ ભવસિંધુ તરીયે-દીના૦

કુપટ— ૧૫

ચટકતી ચાલ તારી, મોહ કરનારી,
પ્યારી રાણી બની મહેલ દીપાવજો,
સફળ જીવન મમ તમ થકી પ્યારી,
જરી પ્રેમીને પ્રેમ બતાવજો;
વૃન્દા—જરા ધર્મ કેરૂં ધ્યાન તું લાવી જો,
રામનાર હરનાર કેરૂં ભાવી જો,
ધર્મને સંભાળી જો, નીતિને નિહાળી જો,
મુંઢ મતી થૈ શું બેઠા,
જરી ધર્મ ધ્યાન તું લાવી જો-જરી પ્રેમી૦

મીસ મેના— ૧૬

પ્યારા મારા, છબીલા છેલ છોગાળા,
સંગે રે'શું પ્રિય પ્યારી સહાય;
વ્હાલા મદન સમાન છો રૂપાળા,
લટકે લોભાવો લાલા, વશ કીધી ભોળી બાળા,
લટકાળા, મટકાળા, ચટકાળા, રઢીયાળા—વ્હાલા૦

ભોળા—વાણી તમારી પ્યારી, પ્યાર વધારેરે,
મન મલકાવે, ચિત ચલકાવે—લટકાળા૦

વૃન્દા— ૧૭

વિશ્વંભર વે'લેરા આવી ઉગારો,
દીન દાસને નાહક શાને રીબાવો;
દ્રૌપદીને ચીર આપીયાં, ભરી સભા મોઝાર,
સુણી સ્તુતિ ગજરાયની, સ્નેહે લીધી સંભાળ,
વિણ વાંકે નાહક શું સતાવો, દાસીને બચાવો,
ઉગારો-દીન દાસને૦

અંક પહેલો સમાપ્ત.

## અંક બીજો.

વૃન્દા—　　　　૧૮

પ્રભુ તુજ ગતિ ન્યારી, તુજ દાસ છે દુઃખીયારી-પ્રભુ૦
ધર્મ પાડતાં ક્ષત્રી તનુજે, ભીતિ જરી નવ ધારી,
દુષ્ટ પંજેથી બચાવી મુજને, સહે છે દુઃખભારી....ઈ....પ્રભુ૦
પ્રભુ અમારા દોષ અતિશય, આજ દીયો વિસારી,
કર જોડીને વિનવું તુજને, સહાય કરો શ્રી મોરારી....ઇ....પ્રભુ.

દુર્મતી—　　　　૧૯

સખી આજે પ્રપંચે ફસાવી, વશ કરશું ભોળા ભરથાર,
હાંરે વશ કરશું ભોળા ભરથાર (૨) -સખી૦
કરી લટકો, ને મટકો, ને ચટકો,
બતાવીશું રાજાને પ્યાર અપાર,
જણાવીશું રાજાને પ્યાર અપાર (૨) સખી૦
રંગે રમાડી, લટકેથી લોભાવી, દર્શાવીશું પ્યારાને પ્યાર,
દર્શાવીશું પ્યારાને પ્યાર અપાર,
લટકેથી લોભાવીશું ભરથાર-સખી૦

સુંદરસેન—　　　　૨૦

વા'હલી વશ કીધો મુજને પ્યારથી, રઢીયાળી નારી,
વાણી સુણી તાહરી, ગતિ માહરી, થૈ બાવરી-રઢી૦

લટકાં પર વારી જાઉં, ચરણે ચંચળતા ભાળું,
તુજ રતિ ગતિ આજ જોતાં, મતિ-માહરી૦

દુર્મતી— ૨૧

પોઢો પોઢો પ્રીતમ પ્રાણ પ્રેમથી પોઢાડું,
પ્રેમથી પોઢાડું સ્નેહ સાંકળે ઝુલાવું-પોઢો૦
પુષ્પ શય્યા તમ કાજે સજાવું,
તમ કારણ રંગ રાગ હું મચાવું,
તમ દર્શનથી મન મલકાઉં,
વ્હાલ ધરી વાલમને મોતીડે વધાવું-પોઢો૦

ભોળા-મોજી— ૨૨

જા જા કરી બકવાટ, મારૂં માથું શીદ ખાય તું,
કહું છું અહિંથી તું જા-
બીન રજાએ ઘરમાં પેસી,
કરે બકવાટ, સાથે ઉતપાત,
ખાશે હવે લાત જલદી જા-

વિજય— ૨૩

ચેન પડે નહિ ચતુરા મુજને કયાં જઈ કહું,
ચીરાય છે મુજ ચીતડું દુઃખ શી રીતે સહું---

કામણગારી, નયન કટારી, હૃદયે રમણી આજ મારી,
ઘાયલ કીધો પ્રાણ પ્યારી, શું હવે કરૂં-ચેન૦

લટકાળી તુજ ચાલ ભાળી, વિસર્યો હું મુજ ભાન પ્યારી,
સ્નેહથી શરમાવનારી, તુજ વિયોગે બળું-ચેન૦
પ્રેમ પાશે બાંધ્યો મુજને, દિલ દયા નહિ લેશ તુજને,
રમણી મોહ્યો હાસ્યથી કયારે તને મળું-ચેન૦

વૃન્દા— ૨૪

માર્યાં શું મોહનાં બાણ તેં કુમાર-માર્યાં-
ચીતડું ચોરી વશ કરી તેં, ભાન ભુલાવી દીધું-કુમાર૦

તુજ વિયોગે દુઃખી પૂરૂં હું,
તુજ રટણ કરૂં સાંજને સવાર-માર્યાં૦

ભુલી ભમું તુજ આતુર હું તો,
આજ હૃદયમાં આનંદ અપાર-માર્યાં૦

વિજય— ૨૫

ચીતડું ચોરી વશ કરનારી પ્યારી, શું સમજાવે સાનમાં;
વૃન્દા-વ્હાલા મારા, છેલ છબીલા લાલા,
શું મલકાઓ માનમાં;
વિજય-કામણગારી, નયન કટારી મારી,
ભરજોબનના તાનમાં;

વૃન્દા–વ્હાલા મારા વશ કરનારા પ્યારા,
પ્યારી ધરશો ધ્યાનમાં–ચીતડું૦
વિજય–વ્હાલી મારી વશ કર્યો પ્યારી પ્યારે,
વૃન્દા–સુંદર સ્વામી, સ્નેહ તમારો સતાવે–ચીતડું૦
વિજય–વ્હા વ્હા રઢીયાળી બાળા;
વૃન્દા–વ્હારે લટકાળા લાલા;
વિજય–મારી મોહ બાણુ પ્યારી શું સતાવે છે;
વૃન્દા–ઠગારા લુટારા લાજ શું લુંટાવે છે;
વિજય–શું શરમાવો;
વૃન્દા–ના ભરમાવો–ચીતડું૦

શેરખાં— ૨૬

વ્હા વ્હા દિલદાર તુઝપે મેં ફીદા,
તેરા ગોરા ગોરા ગાલને કીયા બેઝાર,
મેના–શરમાવો શાને લાલ, ચીતના હરનાર,
વશ કીધી ભોળી બાળ પ્યારા પ્યારથીરે;
મોજી૦–શેઠ જુઓ ફેશનદાર નાર;
ભોળા૦–રાંડે આજે કર્યો મને બેહાલ;
મોજી૦–જુઓ એ જાય,

ભોળા૦-હાય શું થાય,
મેના-પથર લઈને માથું ફોડાય-ભોળા૦

ભોળાનાથ— ૨૭

ભકિતમાં હવે ભળશું રે તજી આ જંજાળ (૩)
સુત દારાદિક કામ ન આવે,
ત્યાગી તેને જીવ જાશે રે, પ્રભુને દુવાર-ભકતી૦
લાલચમાં મન નિશદિન ભટકે,
નાહક સુખી મન ધારેરે, દુખીયો સંસાર-ભકતી૦

દરબારીઓ— ૨૮

રાખે અમર વિશ્વંભર રાજતાજ;
સર્વ રાજાના શ્રેષ્ટ શીરોમણી,
નેક ન્યાય નીતિ થકી ચલાવો છો રાજ- રાખે૦
કુશળ કેળવણી ચાહક રાજા,
નિશદિન કરો તમે પ્રજા હિત કાજ-રાખે૦
પ્રભુ પ્રત્યે છે અરજ અમારી,
દીર્ઘાયુષી હજો અમ શુરવીર રાજ-રાખે૦

પુષ્પસેન— ૨૯

સોંપું છું પુત્રી મારી (૨)
શુરવીર શુરવિરતા ભાળી (૨) સોંપું૦

સાખી

વૃન્દા—ઉપકારી ઉપકારને, બદલે અરપું દેહ;
 નિશદિન રહીશું હળી મળી, ધરી પરસ્પર સ્નેહ.
વિજય—સુખ દુઃખની સાથી જાણી, સ્નેહે સ્વીકારૂં પાણી,
દરબારીયો—સુખી રહો નર નારીરે—સોંપું૦
સર્વે—— ૩૦
 સીખાવો સીખાવો, પ્રપંચી પાપી દુશમનોને
 જઈ કરી હરાવો !
વિજય—મુજ બન્ધુને ભમાવી, પ્રપંચથી ફસાવી,
 હરખાય મનમાં અતિ, મુજ રાજયને પચાવી,
 જશે ક્યાં તે હરામી, શોધી કાઢીશ કામી,
 દુશમન દળોનો દાટ વાળી, રહીશું સુખ માણી—સીખાવો૦
વૃન્દા— ૩૧
 આજે સ્વામી સંગાથે રંગે રમવા,
 પુષ્પ શય્યા હું સજાવું;
 રતિ રમનારા, રઢીયાળા, મદન માટે—પુષ્પ૦
 વ્હાલા વ્હાલમ સંગાથે વસીશું,
 સુખ દુઃખની વાતો કહીશું;
 કળી કરમાતી ખીલવવા કાજ આજે—પુષ્પ૦

કેશવ— ૩૨

શોધીશું જઇને મિત્રને દેશ વિદેશમાં;
વૃન્દાને ફરી વિજય જો મળશે, શંકા તેની સર્વ તો ટળશે,
મિત્ર જો મળશે, દુઃખ સૌ ટળશે,
શત્રુ હણાશે, ધર્મ પળાશે,
આનંદ મન અપાર, હિયે થાનાર–શોધીશું૦
દુષ્ટ કપટને હાથ બતાવી, હરાવી લઇશું રાજ છીનાવી,
વિજયને દઇ રાજ, ધરી શિરતાજ–શોધીશું૦

૩૩

નગરજનો—દુઃખોના દરીયા મહિં,
ડુબતા જાણી કોણ અમને તારશે;
ફેરીવાળો—રસ્તે બેઠો તો માંડી હાટડું,
કપટે આવી કીધી તીયા તકરાર, લુંટી લીધો માલ–દુખો૦
બ્રાહ્મણ—દખણા લેવા ગયો દરબારમાં,
સિપાઇએ કાઢયો બાર, મને મારી લાત,
કહું કોને વાત–દુખો૦
નગરશેઠ—પેઢી લુંટી પરાણે પાપીએ,
વીણ વાંકે મને માર્યો અતીશય માર, કોને કહેવાય–દુઃખો૦

અંક બીજો સમાસ.

## અંક ત્રીજો.

૩૪

કુપટ—વ્હારે રંગીલી નાર, રસીલી દીલદાર (૨) વ્હારે૦
મેના—શુરા સરદાર, હૈયાના હાર, પ્રાણઆધાર,
દરશાવો પ્યાર—વ્હારે૦
કુપટ—વશ કર્યો આજે પ્યારી તેં પ્યારથી,
મેના—દીન દાસી ઝુલાવે વહાલા વા'લથી,
મારા શુરા સરદાર, પધારો આ વાર,
દર્શાવીને પ્યાર—વ્હારે૦

વૃન્દા— ૩૫

નવ દીઠો રે મારો શ્યામ, વિયોગે હું ઝુરી મરૂં;
જંગલ જોઇ વળી, શહેર સૌ શોધ્યાં ફરી,
ક્યાંય ન દીઠો, મારો પ્રાણ રે (૩) નવ૦
વ્હાલા વિયોગે બળું, શોધમાં ફરતી ફરૂં,
શીદને રંજાડો છો સુજાણ રે (૩) નવ૦

ભેરવાનંદ— ૩૬

સાખી

ચંચળ ચતુરા ચેતજે, નાહક ખોશે જાન,
આત્મહત્યાદિક દોષથી, નર્કે જશે તુજ પ્રાણ.

વિજય—                ૩૭

હાય બન્ધુ હશે તુજ શી ગતિ;
તુજ સ્થિતિ શી હતી, (૨) વશ કર્યા ભૂપતિ–હાય૦
પકડાયો તું પ્રપંચ પાસે, કળી ન કપટ કૃતિ,
દુષ્ટ હૃદયની દુર્મતીને, તેં મન ધારી શું સતી–હાય૦
દુઃખ સાંભળતાં મુજ બન્ધુનું, રહે ન લેશ ધૃતિ,
કપટને કર બતાવું જૈને, સહાય થશે શ્રીપતિ–હાય૦

૩૮

વૃન્દા–ઈશ તુજ કૃપાયે પામી, ફરી મમ સ્વામી,
અંતરે આનંદ અપાર;
વિજય–મમ કાજે સુંદર પ્યારી, સહ્યાં દુઃખ ભારી,
રીઝાવી રસીલી તેં કાય;
વૃન્દા–શ્યામ જાય નારી ત્યાગી, શી રીતે સહે તે નાર,
વિજય–ધર્મથી અધિક પ્યારી, નવ કદી ગણાય–ઇશ૦

સાખી.

વૃન્દા–પ્રેમ પાશથી બાંધીને, કરી મને હેરાન;
વિજય–કૃપા થતાં કિરતારની, ફરી મળી તું પ્રાણ.

કેશવ— ૩૯

હાય શીર દશા થૈ આ મારી, દુઃખ આવી પડયું આજે ભારી,
હૃદય બળે છે મિત્ર વિયોગે, હાલત થઇ દુઃખીયારી-હાય૦
દુઃખ કેમ સહી શકાય, મિત્ર દર્શ નવ પમાય;
કર સહાય શ્રી મોરારી (૩)
નિજ સેવક ગણી, ઉર અરજી ધરી,
કષ્ટ દીયોને વિદારી—હાય૦

મોજીલાલ— ૪૦

દીન દશા થઇ માહરી, વીણુ વાંકે દુઃખ સહું,
ચીરાય છે મુજ ચીતડું, કોને જઈ કહું—દીન૦
કોમળ વચનો કપટનાં, મુજ હૃદયને રૂંધે,
દુષ્ટ દગો દઇને હવે, મુજ વૈભવો લુંટે—દીન૦
ઈશ કૃપા કર તું હવે, આ રંક બાળની,
જુલ્મી જાણી જગતને, જોઉં રાહ કાળની—દીન૦

નાયકા— ૪૧

ખુશાલી, છવાઇ આજે ભારી, વિજયી થયા રાજા;
ફરી રાજ પામ્યા, દુઃખ સૌ વામ્યા,
દુશ્મન દગા પર ફરયું પાણી -વિજયી૦

દુઃખમાં ડુબેલી વસ્તીને આજે સુખ ભારી,
દેછે આશિષ આજ તુજને અતિ હર્ષ ભારી;
પ્રભુએ દીન વાણી ઉર અમ અર્જ આણી,
મળ્યું ફરી રાજ આજ આપને તે છે એંધાણી--ફરી

સર્વ— ૪૨

શ્રી પતિ પ્રતાપે આનંદ આજે ભારી.
વિજયી કરાવી વિપત્તિ સૌ વિદારી--શ્રીપતિ૦
જગત પતિ આજે થયા સહાયકારી,
યશ કીર્તિ જગત મહિં પ્રસરાવી--શ્રીપતિ૦
વ્રજના વિહારી અરજ ઉર ધારી,
વૃન્દા કેરા કોડ પુર્યા તેં ગિરિધારી—શ્રીપતિ૦

